# મોતી ગવરીનો
# ગરબો.

બનાવી છપાવનાર
એ કેશાનો સાંભળનાગ.





સુરત મધે.
સૈયદપુરાની શાકપોળમાં નંબર ૨૦૮ ના
મકાનમાં.
નાથજી નરોતમદાસે છાપ્યો.
સને ૧૮૮૩.
કીમત એક આનો.

१८५०

# મોતીગવરીનો ગરબો.

ગરબી ૧

ચાલો ચાલોરે કનૈયા મોરી સાથે — એ ઢાળ.

હાંરે મોતી ગવરી સુરતની જાણો

એ તો નાગરી નાતની પીછાનોરે; મોતીગવરી — ૧.

એનું નામ અતી ઘણી મોટી,

પણ અકલમાં છે છોટીરે. મોતીગવરી — ૨.

હાંરે એને વર મળ્યો તો શાણો,

ધનશંકર ઇંદ્ર પ્રમાણોરે. મોતીગવરી — ૩

માત પીતાએ બાળ પરણાવી,

પાછલથી સાસરે વલાવીરે મોતીગવરી — ૪

ઇશ રૂઠયો ત્યારે કર્મજ ફુટયું,

ધનશંકરનું આયુશ્ય તુટયુંરે. મોતીગવરી — ૫

જ્યારે નવ વરસની થઈ,

નવ સાસરે સુખ લીધું જ્યારે. મોતીગવરી — ૬

મોતીગવરી તે શાણીજાણો

એના સુખની ગઇ તે ખાણોરે મોતીગવરી — ૭

ગરબી ૨

મોહન માંગ પીલાઇરે કદમનીચે મોહન માંગ પીલઇરે
ગ!રી મોતી જોતીરે એના કરમની રેખા છોટી
જ્યારથી એ તો વિધવા થઇ ,, અહા નીશ મનમાં રોતીરે
એ તો ગવરી મોતી જોતી. ૧
જ્યારે જ્યારે એનો પીઉ સાંભરતો.
જાણે મળવાને દ ડોટીરે, એતો મોતીગવરી જોતી. ૨
બાવીસો રા૦ નું પહલું એનું હતું, કપડાની થોક નહીં છોટી
એતો મોતીગવરી જોતી. ૩
હતી વિધવા બાળરાંડ બીચારી,સોહાગ સધવાનો ધારોરે
એતો મોતીગવરી જોતી ૪
ચંદ્રવદન સમ મુખડુંરે સોભે, જોઇ જોઇ મનડું લોભે.
એતો મોતીગવરી જોતી. ૫
ભણતાં શીખી ને ગણતાં શીખી, ગુરજર અંગરેજી લીપીરે
એતો મોતીગવરી જોતી ૬
નીત નીત વદ I ભાભુ... સુધારી, માત પ'તાને અતી પ્યારીરે
એતો મોતીગવરી જોતી. ૭
કીશોર વય ગયું જુવાની આવી, મદ એને ગભરાવે રે
એતો મોતીગવરી જોતી. ૮

## ગરબી ૩

તમે અજાણ્યા અમે જાણીતાંરે. એ રાગ.

તમે સાંભળો દેશીઆ વીનતીરે,
એતો વાત નથી આજે નવીરે. તમે સાંભળો. ૧.
વીધવા પણું પાળવું દોહેલુંરે
વ્રત તપ ઘણેરૂં કરવુંરે,
સમજી વિચારીને ફરવુંરે. તમે સાંભળો. ૨.
સોળ વરસે જુવાની જાણોરે,
એને મદનો લાગીઓ તાણોરે,
મદન મનમાંહી તોસમજાણોરે. તમે સાંભળો. ૩.
અહો નીશા બળવા લાગીરે,
એને સુખની ભવટ ભાંગીરે,
ઇશ સુખ આપ લઉ માગીરે. તમે સાંભળો. ૪.
એવી રીતે બળતા ન માયરે,
મન આકુળ વ્યાકુળ થાયરે,
આજે સોહાગ ઘણો સોહાયરે. તમે સાંભળો. ૫
કર કંકણ બંગડી ખખડેરે,
સાથે સુવરણ ચુડી ગબડેરે,
જોઇ અવર પુરૂષ નેણાં બળેરે. તમે સાંભળો. ૬

જેનું ભાગ્યોદય પાછું ફરેરે,
અવળી બુદ્ધી સુજે તેને ખરેરે,
પછી પસ્તાવો ચીતમાં ધરેરે. તમે સાંભળો. ૭

ગરબી ૪

પેમની પીડા તે કોને કહીએરે હોમધુકર પ્રેમની - એ રાગે
અહોનીશ દુઃખીઆં છઇએરે હો નાથજી, અહોનીશ દુખીઆં છઇએ.
જ્યાં જ્યાં જાઉં ત્યાં આંગળી થાએ, મન ઘણું મુઝાયરે.
હો નાથજી.અહોનીશ દુખીઆં છીએ. ૧
ઘરમાને બહાર હું હાલૈંડ થાઉં, રે રવડી રખડીને ક્યાં જાઉંરે
હો નાથજી. ૨
દિટલીક વાર એમ ટંટો થતામાં, ભય બીત થઇ અબળાનીરે.
હો નાથજી. ૩
કોણ જાણે શાં કર્યાંતાંપાપો ,દુખ ટાળીદુઃ કાપોરે.
હો નાથજી. ૪
એ કરતાં ન સરજાવી હોત તો, મારા ભવની ભાવટ ભાગતરે
હો નાથજી. ૫
તે માટે હું સ્તવન કરૂં છું, સંકટ કાપો તો સુખીયાં થઇએરે.
હો નાથજી. ૬

જય જય જય થાઓ સઘળે જગતમાં પ્રાર્થના શુણીને હૈયે લઇયેરે
હો નાથજી. ૭

ગરબી ૫

સુણો શામળા હું તમ માટે ઘેલી થઇ જો. એ ઢાળ

મારી વાત તે આદરજી સાંભળજો,
હવે વાત જે કહીશ મુકી આમળો જો. મારી- ૧
મારૂં નામ સુખદેવરામ આદીતરામ છે જો,
નાગરી ન્યાત સુરત ધામ એ વાત ખરી જો. મારી- ૨
મોતીગવરી મારી પુત્રી ઘણી પ્યારીછે જો,
નવ વરસે પરણી ત્યાર પછી એ રાંડીછે જો. મારી- ૩
કન્યાદાનમાં જણસો મેં કશીં નથી જો,
એતો ખાલી બકબારો કરે આમથી જો મારી- ૪
મારે કરજ નથી રતીલાલ દેશાઇનું જો,
કરજ કરવું પડ્યું મોતીગવરી તણું જો. મારી- ૫
પંદર હજાર ધનશંકરે કરજે કર્યાં જો,
આખું વતન વેચીને માણુંને ભરયાં જો. મારી- ૬
કરજ બીજું હતું હરી નવલ રામનું જો,
તે પર વડતે થયું ખરચ દોઢ હજારનું જો. મારી ૭
રૂપીઆ બારસોની જણસો વેચી ખરી જો,

બીજી પોણી તે બસોની ગીરવી મહી જો. મારી. ૮
બાકી રૂપીઆ ખરચ્યા તે મારી ગાંઠના જો,
લેણા નીકળે રૂપૈયા હજાર દાસના જો. મારી. ૯
ફક્ત ત્રણસોની મોતીની જાણસો રહી જો,
બાકી મારી પાસ એનું હવે કંઇ નથી જો. મારી. ૧૦
શ્રાવણ માસના સોમવારે એતો નીશરી જો
સાથે કડાં તોડા વીટી અને બંગડી જો. મારી. ૧૧
સાજ નથી કરી મેં ને મારા પુત્રએ જો,
એતો અમથી બકે વાત એ ગલતછે જો. મારી. ૧૨

ગરબો ૬

અલબેલીરે અંબે માત જોવાને જઇએ. એ ઢાળ.

તમે સાંભળો વાત્ત વીશાળ કહુંછું સાક્ષીહું
મોતીગવરી ભગની મારી હતી બાળ પરણાવીરે,
જ્યાં ત્યાં એની રક્ષા કીધી, કોણએ એને બરમાવી કહુંછું ૧
આગસ્ટની વીશમી તારીખે, મધરાતે એ નાઠીરે;
બનીમાની એતો નાઠી બારણાને દઇ વાસી- કહુંછું. ૨
પાછલે બારણે બંડળ પડ્યું તું કપડા અને જેવરનુંરે
માલ બધો મળી ત્રણસોનો હતો, એ કઉતક તેકહેવું. કહુંછું. ૩
તોડા મારી માના હતારે, માળા ઘડાવી બાપેરે;

માદળીયું અને તાવીજ તેપર છે માની તો છાપે. કહુછું ૪
વીંટો અને વાસણ સઘળાં, પોતાજીએ ખંગીધાંરે;
અમદાવાદે ફરીયાદ કીધાં, અહીંયાં તો નવ બીધાં. કહુછું ૫
વરસ ઉપર જાતરા ગયાંતા, અંબાજીની કરવારે.
તે વેળા ઠાકોરને સાથે, તેઠી ગયાતા ફરવા. . કહુછું ૬
હુમારા ઘરની જણસો ઘરવે, ઠાકોર હસ્તે નમેળીરે;
ઠાકોર ઉપર પુરણ ભરોસો, ઈશ અમારો બેલી. કહુછું ૭
પણ પછી આશરે ત્રણ ચાર માસે, શક આવ્યો તો મેવારે
છાની વાતો ગવરા સાથે, ઠાકોર કરે એ દેવો. કહુછું ૮
નીતે અને મોતીગવરી વચ્ચે, ખાનગી પત્રો ચાલ્યાંરે;
તે હું આપને રજુ કરછું, પછી નાસતાં ફાવ્યાં. કહુછું ૯

ગરબી ૭

(સખી પડવે તે પંચ સીધાવ્યારે. એ રાગ

માહારૂં નામ મોતીગવરી કહાવેરે
ધણી ધનને પીતા સુખદેવ બહાવેરે
ભાઈ ઉમેદરમ લખાવે. મારૂં ૧
મારા ધણીની જણસો જે હતીરે
કેટલીક ભંગાવી કેટલીક વેચીરે
તેમાંની કંઇ મેં વળી સચી. મારૂં. ૨
તેની જણસો સુધની બનાવીરે

માદળીયું વડી માથી હું ફાવીર
ઘડ્યું બબાટે લખ્યું તું ભાવી. મારૂં. ૩
હતાં સઘળાં વાસણ મારાં ઘણીનારે
જાણે જપતી આવશે હમણાંરે
લેખી નામ કોતરાવ્યાં પીતાનાં. મારૂં ૪
મેં તો જાણુસો ના આવી જ્યારેરે
બંધુ પીતા ઘણુંક વીચારેરે
આખર બળેવે લાકડી મારે . મારૂં ૫
જવી મહુધરાજી જાતરા કરવારે
બંધુ પીત્રાબને અમદાવાદ મળવા
ઘણું તલાપી રહી નીકળવા. મારૂં. ૬
રજુ કરેલા કાગળો હું નજાણું રે
ઠાકોરબાબને હું તો પીછાનુંરે
આગ પરતી નથી કંઇ છાનું. મારૂં. ૭

ગરબી ૮

આઠ કુવાને નવ વાવડીરે લોલ [illegible] ભાવે
અવરી કેહે વાત ઠાકોર સુણજો રે લોલ.
અમદાવાદમાં છે વીશરામ, તારા મોહેલમાં હો
હવે નહી જાઉં હું તો આવરારેલોલ. અવરી ૮
ઠાકોર કહે અમદાવાદ હું તો નીહરેરે લોલ,

 ૧૯૪૦

કાગળોની નથી કંઇ ખબરરે, મારા સાહેબજી હો,
ગવરી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ–૨
કાગળ જપતીમાં નીકલ્યા તે ફોજદારનીરે લોલ,
તેમાં હું નજાણું કાંઇ ખાઉં સમરે, મારા,
ગવરી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ–૩
બધાં વાસણોમાંથી કેટલાંક માહ્યાંછેરે લોલ,
બીજો નથી હવે યાદ મને બોલરે, મારા–૪
વળી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ--
એટલું જાણું હવે શું કરૂં રે લોલ,
લખ્યું મારે લલાટે જે થાય-- માર--
ગવરી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ–૫
લલુ કહે હું તો લેશ નવ જાણુતોરે લોલ,
હું તો આવ્યુનો તો વીશાવાસરે--મારા--
ગવરી કહે ચાલ ઠાકોર મુકવારે લોલ –૬

ગરબી ૯

( રાગ બુરાનપુરી બાગના ગરબાનો. )

સંવત ઓગણીશેનો સાલ, ઉપર ઓગણચાળીસ વાલ
વદ દુતીઆ વીશાળ, માસ શ્રાવણની.
સોમવારનોજે મેળો, સરવે કરતાં વાતું ભેળા

સાહોત સરવે સાથે મેહેલો, પુજા કરવાને.
પ્રથમ શંકર પાસે જાઉં, પછી ગવરીના ગુણ ગાઉં
ઠાકોરજીની ખબર લઉં, તમે સાંભળજો.
મોતીગવરી કહેછે આવો, સાથે ઠાકોરભાઇ માહાલો
કીરપા કાકા હૈસે ગાળે, તેનું શુંરે થશે!
એમ કહીને બંને ચાલ્યાં, પાકીટ પોટલાં હાથે ઝાલ્યાં
સંઘ બહુચરીનો હાલ્યાં, દરશણકાજે.

સાખો

દરશણ કરવા ચાલીયાં, મોતી ઠાકોર સાથ;
કીરપા કાકાનું શું થશે, સઘલાં ઘસસે હાથ.
હાંરે સઘલાં ઘસસે હાથ, થશે સંઘા સુખનો નાશ;
એતો વળીયું સત્યાનાશ, હવે કેમ થશે.
જેવર ત્રણસોનું ગયું, બાકી રેહેવાનું તે રહ્યું
ચાલો હરીનું ધાર્યું સહુ, એમ વીમાસે.
તાર અમદાવાદે કીધો, પ્રાતઃ કાળે ઝડપી લીધો
કહું સંપેલો તો લીધો, ત્રતીઆ દીને.
ત્રતીઆનો છે દીન, તારૂં મન થયુંછે ભિન્ન
તને વળગ્યું કયાંથી જીન, જાએછે ફરવા.
પકડી અમદાવાદથી લાવ્યાં ચેટડી કીલ્લાનીમાં ઘાલ્યા

રહ્યા કોઇના નઝાલા, હવે શું રે થશે.
સીટી ફોજદારે કહ્યું, તને દુઃખ થયું છે બહુ
તારૂં બાપ કું ધન ગયું, તમે શું રે જાણો.
અમે નથી કીધી ચોરી, ગયા અમો બંને જોડી
સાથે લખુ ગયા નેહી, ચાકર દાખલ.
નાનાભાઇએ ફરીયાદ કીધી, જામીન એકુના નવ લીધા
એથી ત્રણે જણ બીધાં, હવે શું રે થાશે.

શાખી

હવે શું થશે આપણું, સુખ કરતા શોક.
સાચો બેલી શરણનો, નહીં તો મુશુંક પોક.
મુકશું પોક આપણ જયારે, સરવે લોક નીહાળે ત્યારે
વારો આવશે છુટવાનો કયારે, બેવકુફી કીધી.
એમ વિચારે સહુ મન, કહે છાતી તારી ધન.
કુશળ એવી હામ જે જન, હુન્નર એવા થશે.
ખાન બાહાદુરે તેડાવ્યા, ફરીયાદીને શાહેદ લાવ્યા
વકીલ ઓછવરામે બોલાવ્યા, કેશ લડવાને.
સાક્ષીઓની જુબાની લીધી, ગણતી કહે બારે સીધી
તમે કરો એની દીનાં, જેવર કેટલું હતું.
પહેલું ... ...નું સાર, સાથે કપડાંનો નહીં પાર

હવે વાત રહી શી સાર, એટલી ઇસ્કામત ખર્ચ?
કેટલો જણસો ગીરવી મેલી, થાયછે વરસાદની તો હેલી
થાશો ઇશ નમારો એલી, સરવે સાચુ કહો.
વકીલ સાક્ષીને તો પુછે, એનું કારણ બતાવો શું છે
સરવે વાત કહો તે શી છે, માટે ખુલ્લી કરો.
પુરાવો ફરીઆદીનો લીધો, આદરજીએ તોલ કીધો.
માલ ગવરીનો સાચ સીધો, માટે છોડી મુકું.
આદરજી તો એવું બોલે, કાયદો દેછે તુને છોડે
રહેજે સારા ગ્રંથની જોડે, તારૂં સારૂં થશે.
સને અરાડ ત્યાશી સાલ, સપટેંબર રસાળો બાળ
ગાઓ પંદરમીનો ખ્યાલ, મોતી છુટી]
મોતી છુટી ઠાકોર છુટયો, દલુ તણો બંધન તુટયો.
ત્રણે જણનો ગમ છુટયો, સરવે ખુશી થયાં.
બાળપણે નહીં પરણાવો, પુનરવિવાહ રાહ ચલવો.
મધ પુરૂશોને સમજાવો ચાલો એવી રીતે.



સુરત સાઈઆદ પરાની શ્રાવક પોળ મધે નાં૦ ૨૦૮ ના મકાનમાં "સુરતસીટી સેંટરલ પ્રેસ" માં ગુજરાતી બાળબોધ અને અંગરેજી ચોપડીઓ વગેરે છપાયછે. નીચે જણાવેલી ચોપડીઓ સદરહુ ઠેકાણેથી મળશે—

| | |
|---|---|
| બીજી ચોપડીના અર્થ | ૦--૨--૦ |
| ત્રીજીના અર્થ | ૦--૩--૦ |
| ચોથીના અર્થ | ૦--૪--૦ |
| પાંચમીના અર્થ | ૦--૫--૦ |
| હિંદુસ્તાનની ભુગોળ | ૦--૨--૬ |
| હિંદુસ્તાનનો ઇતિહાસ | ૦--૩--૦ |
| સુરત જીલ્લાની ભુગોળ | ૦--૧--૦ |
| મુંબઈ ઇલાકાની ભુગોળ | ૦--૧--૬ |
| ગુજરાતનો ઇતિહાસ | ૦--૧--૦ |
| કેકુ | ૦--૦--૯ |
| ઈસપ નીતિની નસીયત | ૦--૩--૦ |
| રતનાના અને પ્રીતમના મહીના | ૦--૧-- |
| દુકાળનો ગરબો | ૦--૧--૬ |
| ભાવીગવરીનો ગરબો | ૦--૧--૦ |

એ સીવાય પીનલ કોડ, ડીપાર્ટમેંટલ પરીક્ષાનું પુસ્તક અને ગાયકવાડી રાજના કાયદા અને સરક્યુલરો પણ મળશે.